


# પ્રેમભક્તિ-ગ્રન્થમાલાનાં
## નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ

| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧૭, | શકુન્તલાનું સંભારણું, સમશ્લોકી | ૧૯૨૬ |
| ૧૮, | કુરુક્ષેત્ર : પ્રથમ કાંડ, યુગપલટો : (ત્રીજી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૧૯, | દ્વાદશ કાંડ, મહાસુદર્શન, (બીજી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૦, | ઉદ્‌બોધન | ૧૯૨૭ |
| ૨૧, | અર્ધશતાબ્દિના અનુભવબોલ | ૧૯૨૭ |
| ૨૨, | સંસારમન્થન, (બીજી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૩, | વિશ્વગીતા | ૧૯૨૭ |
| ૨૪, | ઈન્દુકુમાર, અંક ૨ જો | ૧૯૨૭ |
| ૨૫, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો | ૧૯૨૮ |
| ૨૬, | ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૭, | જહાંગીર-નૂરજહાન | ૧૯૨૮ |
| ૨૮, | કુરુક્ષેત્ર : ચતુર્થ કાંડ, ચોધપર્વણી | ૧૯૨૮ |
| | પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |

## ૧૯૨૯માં છપાશે

| પ્રથમાવૃત્તિ | નવી આવૃત્તિઓ |
|---|---|
| ઇન્દુકુમાર, અંક ૩ જો, સમર્પણ | પ્રેમકુંજ |
| શાહાનશાહ અકબરશાહ | રાજર્ષિ ભરત |
| પાંચ ઉપનિષદો, સમશ્લોકી | શકુન્તલાનું સંભારણું |
| ધર્મમન્થન | મેઘદૂત |
| સંબોધન | ઉદ્‌બોધન |
| કુરુક્ષેત્ર : દ્વિતીય કાંડ : | વિશ્વગીતા |
| હસ્તિનાપુરના નિર્ઘોષ : | તૃતીય કાંડ : નિર્ધાર |







# પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

પ્રથમ આવૃત્તિની સાલ

| | | |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, | રાજ્યસૂત્રોની કાવ્યત્રિપુટી | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, | વસન્તોત્સવ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, | ઇન્દુકુમાર, અંક ૧ લો (૩ જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૬ ઠ્ઠી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, | શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, | જયા-જયન્ત (૪ થી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત-સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા (૪ થી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ-ભજનાવલી | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬. | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |







પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

रसो वै सः

# કુરુક્ષેત્ર

## દ્વાદશ કાંડ, મહાસુદર્શન

ન્હાનાલાલ દલપતરામ કવિ




વિ. સં. ૧૯૮૫ ઇ. સ. ૧૯૨૯

કીંમત દસ આના

કર્ત્તાને માટે રજીસ્ટર્ડ

પ્રકાશક : ન્હાનાલાલ દલપતરામ કવિ,
ભદ્ર, અમદાવાદ, નં. ૧

આવૃત્તિ ૧ લી ૧૯૨૭ પ્રત ૧૫૦૦
આવૃત્તિ ૨ જી ૧૯૨૯ પ્રત ૧૫૦૦

પ્રથમ કાંડ : યુગપલટો (૧૯૨૭)
ચતુર્થ કાંડ : યોધપર્વણી (૧૯૨૮)
પંચમ કાંડ : પ્રતિજ્ઞાદ્વન્દ્વ (૧૯૨૮)
દ્વાદશ કાંડ : મહાસુદર્શન (૧૯૨૭)

એમ 'કુરુક્ષેત્ર' મહાકાવ્યના ચાર કાંડ છપાઇ ગયા છે; અને નીચે લખ્યા બે કાંડ આ વર્ષમાં—૧૯૨૯માં—છપાશે :

દ્વિતીય કાંડ : હસ્તિનાપુરના નિર્ઘોષ
તૃતીય કાંડ : નિર્ધાર

☛ ૧૯૨૭ની સાલ પછી પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક પ્રત ઉપર કર્ત્તાની ટુંકી સહી હોય છે.

મુદ્રક :
કેશવ હ. શેઠ
ખડાયતા મુદ્રણકલા મન્દિર, ચાર રસ્તા, અમદાવાદ




**કુરુક્ષેત્ર** નામના મહાકાવ્યનો આ દ્વાદશ કાંડ ગુજરાતને ચરણે ધરૂં છું. આનું વસ્તુ લોકવિખ્યાત છે, ને હજારો વર્ષથી ભારતવર્ષની જનતા એને વિચારતી આવી છે. ભૂત વર્તમાન ને ભવિષ્ય–ત્રણે કાળનો આ કુરુક્ષેત્રની મહાવાર્તા તો ભારતીય મહાપ્રજાનો સનાતન વારસો છે.

આ કાંડ ૧૯૨૭ના મે માસમાં રચાયો ને જૂલાઇ માસમાં છપાયો હતો.

**ન્હાનાલાલ દલપતરામ કવિ**







## વિષયસ્ફોટન

મહાભારતમાંનાં નીચેનાં અવતરણો આ કાવ્યમાંના વાર્તાવિભાગના મૂળ ફણગા દાખવશે.

'પછી મહાતેજસ્વી મહામુની વ્યારે ભાગીરથીના પવિત્ર જળમાં ઉતરીને સર્વે લોકોને તીરે બોલાવ્યા.' શ્લો. ૪

'એટલે જળમાં, હે જનમેજય! કુરુની ને પાંડુની સેનાઓનો યોગ થતાં જેમ એક મ્હોટો તુમુલ શબ્દ થયો હતો તેમ, મ્હોટો શબ્દ થયો.' શ્લો. ૬

'પછી તે જળમાંથી સૈન્યો સહિત ભીષ્મને ને દ્રોણને મોખરે રાખીને ચાલતા તે સર્વે હજારો પાર્થિવો બહાર આવ્યા.' શ્લો. ૭

'હે નરાધિપ! સત્યવતીના પુત્ર મુનિ વ્યારે પ્રસન્ન થઈને પોતાના તપોબળથી તે વેળાએ × × દિવ્ય ચક્ષુઓ આપ્યાં હતાં તે વડે ત્હેમણે સર્વેને જોયા.' શ્લો. ૧૭








'એ દૃશ્ય અદ્ભુત હતું, અચિન્ત્ય હતું, મહાન હર્ષ અને રોમાંચ કરનારૂં હતું. સર્વ જણાંએ પાંપણ હલાવ્યા વિના વિસ્મય થતાં એ સર્વ જોયું.' શ્લો. ૧૯

'આનન્દિત નરનારીથી ભરપૂર જગ ઉપરનો એ જાંગુ એક ઉત્સવ જ હતો.' શ્લો. ૨૦

## શ્રી મહાભારતે આશ્રમવાસિક પર્વમાં 'ભીષ્માદિનું દર્શન' એ નામનો અધ્યાય ૩૨ મો.

યાદવોના નાશની વાત યુધિષ્ઠિરે સાંભળ્યા પછી અર્જુનને આ પ્રમાણે કહ્યું: 'હે મહામતિવાળા! કાળ સર્વ ભૂતોને પકાવે છે, કાળના પાશને હું માન આપું છું; શ્લો. ૩. × × એટલે કૌન્તેય-અર્જુને 'કાળ, કાળ' એમ કહીને પોતાના બુદ્ધિમાન મ્હોટાભાઇના તે વાક્યને ટેકો આપ્યો. શ્લો. ૪. ● ● પછી ● ● રાજા પરિક્ષિતને પોતાના રાજ્યનો અભિષેક કર્યો. શ્લો. ૬. ● ● ● ને તે નરપુંગવોએ પોતપોતાના સર્વે અગ્નિઓને જળમાં પધરાવ્યા ને ચાલતા થયા.' શ્લો. ૨૨

## મહાપ્રાસ્થાનિક પર્વ. અધ્યાય ૧ લો










એ એક કન્દરા હતી :
જાણે નીરનો અતલ પાતાલકુંડ.
નીરના રંગ એ એના રંગ હતા.
ગહનતાને આરે ત્ય્હાં સૌ બેઠા હતા. ૪

દિશાઓ દેખાતી ત્ય્હાં સૂધી ચોમેર
યોજનવિસ્તરતી વેરાનની વિજનતા હતી.
ત્ય્હાં ગગનની નગરીઓ હતી,
ત્ય્હાં વાયુના પડછન્દ બોલતા.
પાણીપત પ્રારબ્ધની હાથેળી સમોવડ હતું,
મહાસંસ્કૃતિઓ એ હથેળીમાં રમતી. ૧૦
કાળના શંખનાદ સરિખડા,
સુનકારના ભેરીશબ્દ સમોવડા,
ઘોર ઘોર સમીરણના વંટોળ,
ગેબના ઘંટારવ સામા, ત્ય્હાં ગાજતા ;
ને જગતને જાણે કહેતા કે
‘ સાંભળજો આ કાળનો ડંકો. ’ ૧૬







વાદળવર્ણી ને પાતાળઊંડી
જાણે એ એક મહાકન્દરા હતી.
વિધવિધવર્ણો સમસ્ત સંસાર
એને કહેતો બ્રહ્માવર્તનો બ્રહ્મકુંડઃ　　　　२०
એ હતો કાળનો કૂવો.
ભૂતભાવિનાં દર્શનને કાજ
સંસારયાત્રીઓ ત્ય્હાં સંચરતા.
કુરુક્ષેત્રના ગેબી બ્રહ્મકુંડને આરે
શિલાઓને પાટે માનવશિલાઓ સરિખડા
એ ત્ય્હાં બેઠા હતા.　　　　२६

કુરુક્ષેત્રનો એ બ્રહ્મકુંડ
કાળલીલાનું જાણે સરોવરિયું હતો.　　　　२८

એને આભપડછાયો યે કહેતા.
ગેબનું એ દર્પણ હતું,　　　　३०
ગહનતાના પડછાયા ત્ય્હાં પડતા.
અદૃષ્ટના ઉકેલણહારાઓ
પાણીનાં એ પાનાંઓને પઢતા.　　　　३३







મહાવન બળી ભસ્મ થાય
ને વચ્ચે પાંચ વડલાઓ રહે :
એમ અઢાર ક્ષોણી સેનાનાં વન-
ને એનો એક એક યોધરાજ
એ પ્રફુલ્લેલો વૃક્ષરાજ હતો.—
એમ અઢાર ક્ષોણી સેનાનીઓનાં મહાવન
સંહારની વિશ્વઝાળમાં ભસ્મ થયાં : ૪૦
અવશેષમાં આ પાંચ વડલા હતા.
કુરુક્ષેત્રની વિજનતાના વંટોળ વાતા,
કાળના ડંકા સમોવડ વાયુ ગડગડતા,
ને સ્હમજે ત્હેમને ભીષણ શબ્દે પ્રબોધતા કે
'સાગર ઉછળતો ત્ય્હાં આજ સુનકાર છે.' ૪૫

વડલા ફરતી વડવાઇઓ સમી
વલ્કલધારિણી એમની વીરાંગનાઓ વિરાજતી :
જાણે તપોવનમાંની ત્યાગમૂર્તિઓ.
સંસારના વિસામા સમોવડા સન્મુખ
મુનિપુંગવ વ્યાસ નારાયણ હતા : ૫૦







જાણે કાળગુફાના જોગન્દર.
સારો યે દિન વનઅટવીઓ ઘૂમી ઘૂમીને
થાકઝંખવાયેલા સિંહરાજો
સન્ધ્યાકાલે સરોવરતીરે વિશ્રામે,
એમ હસ્તિનાપુરના પંચાયતન સિંહરાજો
જીવનનાં વન વન ઘૂમી–ઘૂમીને
બ્રહ્માવર્તના બ્રહ્મકુંડને આરે વિરાજતા　　　૫૭

　　પીળાં પાન સમી રાજરાણીઓ
નિસ્તેજ પણ સુવર્ણવર્ણી હતી.　　　૫૯

　　ગેબના બોલ શા મહામુનિ ઉચ્ચર્યા :　૬૦
' પિતૃશ્રાદ્ધ કીધું, પિતૃલોકને ન્હોતર્યો ;
નિરખો હાવાં ભૂતકાળની ભૂતાવળ.
કુરુક્ષેત્રનો પુણ્યવિજય—'　　　૬૩

　　' વિજય! આ તે વિજય કે પરાજય ?
આને વિજય મા ભાખો :
આ તો છે પરાજયની પરાકાષ્ઠા.







મ્હોરેલાં મહાવનમાં દાવાનળ સળગાવી
એની ભસ્મભરી ખીણો વચ્ચે
એ સંસારચિતાના ભસ્મઢગ અવલોકતાં
શિખરપંચાનન ઉભાં રહે ; ૭૦
એવો છે આ સંગ્રામવિજય :
જાણે સંસારચિતાના ભારેલા ભસ્મઢગલા.
મહાસેનાનો માત્ર નથી આ સંહાર,
મહાસંસ્કૃતિનો સંહાર છે :
આર્યકુલની મ્હોરેલી શાખાઓનું
જાણે સમૂળું ઉચ્છેદન.' ૭૬

ગુફામાં ઘૂમરતો મહાવાયુ ગાજે,
ધર્મરાયના હૈયાની ગુફા
એમ ઘેરે શબ્દે ગાજી ઉઠી.
પછી પૃથાપુત્રોના પુરોહિતદેવ ઉચ્ચર્યા : ૮૦

' યુગના યુગ ભાખશે એને
કુન્તીકુમારોનો પુણ્યવિજય.
ને ભારતસન્તાનોની મહાવાર્તામાંથી







પરમ નીતિમન્ત્ર સારવશે મનુવંશ
**કે यतो धर्म स्ततो जय :**
જનતા ઉજવશે કુરુક્ષેત્રનો વિજયોત્સવ
ને ભૂગોલ ગાશે કુરુક્ષેત્રનાં મહાગીત
પૃથ્વીનાં આયુષ્યની અવધો સૂધી.
લ્યો આ આચમન,
ને પૂર્ણાહુતી કરો પિતૃશ્રાદ્ધની.' 90

'પિતૃઓ ક્ષમા કરશે એ સંહાર?
કુલદેવતા માફ કરશે એ કુલધ્વંશ?
મહામુનિ! નિહાળો કુરુક્ષેત્રનો રણપગથાર :
નિર્જનતાના વેરાનનો જાણે જગવિસ્તાર.
સેનાનીઓનો ત્યહાં સાગર ઉછળતો;
ને અકકેકો યોધરાજ હતો
એ માનવસાગરનો મહામોજ.
સુનકારના વિશ્વચોક સરિખડું
આજે ઉભું છે આ કુરુક્ષેત્ર,
જાણે જલઉલેચેલું જગસરોવરિયું. 100







મનવન્તરોને નિહાળતા મહામુનિ !
સંહાર વિના શું સંસાર ન જ નભે ? ૧૦૨

પાંડુપુત્રોનો એ ત્રિકાળપ્રશ્ન
આભની દિવાલોને જઈને અથડાયો ;
પૃથ્વીના હૈયામાં એનો પડઘો પડ્યો. ૧૦૫

'મહાનુભાવ ! ભૂલો છો,' બ્રહ્મર્ષિ બોલ્યા.
સંહાર એટલે નવસર્જન, મૃત્યુ એટલે નવજન્મ.
નવસર્જનવિહોણા સંહાર
અધર્મ અનાચાર અનાર્યતા છે.
જૂવો—જૂવો, કાળના આ પડદા સંકેલાય. ૧૧૦
નિહાળો, મહારાજ !
જુગજુગના જન્માન્તરની આ જગતવાર્તા.' ૧૧૨

તેજતેજની પ્રતિમા સમા
સત્યમૂર્તિ ધર્મરાય ઉચ્ચર્યા :
'આજ્ઞા મુનિવરની.
ઉઘાડો બ્રહ્માંડમંડલના પડદાઓને,







ને દાખવો ભરતગોત્રનો ગુણમહિમા.
આત્માના મહાશોકને ઉતારશે
એ અદ્દભુત દર્શન.' ૧૧૯

'એક જ શરતે ઉઘડે છે ૧૨૦
ગેબની ગહનતાનાં આવરણ.
નહિ તો તો આયુષ્ય સંકેલાય
ત્ય્હારે જ સંકેલાય છે એ બ્રહ્માંડપડદાઓ.' ૧૨૩

'ફરમાવિયે : પાળીશું સહુ યે.' ૧૨૪

'ભરતગોત્રનો ભૂપાલવંશ ભાગ્યશાળી છે ;
મહાનુભાવ છે, ઉર્ધ્વદૃષ્ટ છે :
ધર્મ પાળશે ત્ય્હાં સૂધી અમ્મર છે.
ધર્મધ્વજી રાજન્! સાંભળિયે,
ને શોકના શલ્યને પરિત્યાગિયે.
શોક એ મહાશિલા છે હૈયાની. ૧૩૦
અશ્રુથી ધરતી દઝાડતા નથી,
'ઓહો' શબ્દે આભને થડકાવતા નથી,







સંકેલાતા આભ સરિખડા
એમને બ્રહ્માંડપડદા સંકેલાય છે;
વિશ્વંભરનાં યોગસિંહાસન સમોવડાં
ગેબનાં સિંહાસન દર્શન દે છે એમને.
સર્વકલ્યાણ ઝંખતી આંખડલીને
ગહનતા યે દૃષ્ટિદેશ છે,
યુગયુગનાં આભ ને લોકલોકની લીલા
એમને ટોડલે મૂકયાં દેવઅજવાળાં છે. ૧૪૦
શુદ્ધ આંખડલી જ વિશુદ્ધને ઓળખશે.' ૧૪૧

'મહામુનિ! પત્થરમાંથી યે પાણી ટપકે:
શિલા યે સજીવન હોય તો
મંહીથી ઝરણુ ઝમઝમે.
આણુની આજ્ઞા દ્યો છો તો, ભલે,
કાળમીટથી યે કઠુણ થઈશું.
પણ સચેત શિલાથી યે
માનવીને નઠોર સરજશો?' ૧૪૮

'કૂટસ્થ: ઘણુના ઘાવ પડે







કે કનકની આંગીઓ ચ્હડે, ૧૫૦
ત્‌હો યે સ્થિરબુદ્ધિ ને એકસ્થ:
વાવાઝોડામાં ન ડોલે તે રત્નદીપ;
એમ સંસારિયાના વંટોળ વચ્ચે યે એકજ્યોત:
ઉદયાચળે ઉગતાં કે અસ્તાચળે આથમતાં
એક અખંડ જગતજ્યોતિર્બિમ્બ:
સદાયનો તેજવર્ણો, આનન્દરંગી, આત્માનન્દી.
બ્રહ્માનન્દના આનન્દોત્સવિયા જ
કાળકન્દરાના જોગન્દર છે.
બ્રહ્માંડરસની ભરતીમાં એ ઝીલે.' ૧૫૯

'આ ગાળના પત્થર થઇશું, ૧૬૦
આ પાધરના પાળિયા બનીશું.
યુગદ્રષ્ટા મહામુનિજી!
દર્શન કરાવો પુણ્યપ્રતાપી પિતૃલોકનાં,
વિધાતાના હૈયા શી ગેબની ગહનતાનાં,
કે ક્ષમા યાચિયે આત્માની અઘોરતાની,
આર્ય સંસ્કૃતિના મહાસંહારની.
મહાર્ષિ! એ હતો સંસ્કૃતિનો સંહાર.' ૧૬૭







આભ એકદષ્ટ હતું.
કુરુક્ષેત્રના વંટોળ થંભ્યા હતા.
વૃક્ષરાજોની નવકુંપળો યે ૧૭૦
થડ જેવી સ્થિર હતી.
પ્રારબ્ધ સમું અનિલવર્ણું અન્તરિક્ષ
પૃથ્વીપડ સમું અડોલ હતું.
તેજનાં એક કિરણો વરસતાં,
પૃથ્વી એક બ્રહ્મયાત્રાએ સંચરતી.
કુરુક્ષેત્રની વિજનતાને
દિશામંડળનો દુર્ગ ઘેરતો.
આત્માનાં આયુષ્ય સમો વાતાવરણ
ગહન પુણ્યવન્તો પારદર્શક અનન્ત વિસ્તરતો.૧૭૯

કુન્તીકુમારના મહાશબ્દો ૧૮૦
જલ પર બાણ શા જઇને પડયા.
બ્રહ્મકુંડના પાતાલતલ જલપગથારે
જાણે કટારીઓ વરસી.
જલ ફાટ્યાં; જલમાંનાં આભ ઉઘડ્યાં;
ગહનતાનાં દુર્ગદ્વાર સંકેલાયાં.







નવવસન્તે વાયુમાં આંબાના મ્હોર ઉડે
એમ જલફૂવારાના શિકરો ઉડ્યા,
ને શિકરશિકર ફાટી જોગમાયાઓ પ્રગટીઃ
જાણે ગહનતાની સાક્ષાત્ મૂર્તિઓ.
તેજવાદળીની ઘડેલી દેહવલ્લરી હતી, 190
આભનાં ઓઢણાં હતાં,
તારલા શી આંખડીઓ તગતગતી
ને એ આંખોમાંથી અન્તરનાં અજવાળાં ઉગતાં.
કુરૂક્ષેત્રના બ્રહ્મકુંડ જેવી જ ગેબી
મુખની મુખમુદ્રા હતી.
ભાગ્યનાં કમંડળ સમોવડાં,
કાળનાં દારભાથાં સરિખડાં,
સ્કન્ધદેશે ખપ્પર ભરાવેલાં હતાં.
પ્રકૃતિની મહાપુત્રીઓ શી જોગણીઓ
પગથિયાં ચ્હડતી હતી. ૨૦૦
પ્રત્યેકની બાહુડાંબળીએથી
કાળઘંટા લટકતી. ૨૦૨

બ્રહ્માંડ ડંકો વાગ્યો,







જાણે ગેબની ઘંટા વાગી.
પછી ફૂલપાંખડીની ફોરમ ફરફરતી હોય,
કે અદ્‌ભુતતા મધુરપ વરસતી હોય,
એવી જલઘંટડીઓ બોલી રહી,
ને મીઠપનો મધુરવ થયો.
જગતની જોગમાયાઓનો ગરબો ગાજ્યો. ૨૦૯

રસની રમણાએ અમે નીસર્યાં રે લોલ; ૨૧૦
ભવ્યભાગ્ય અમે બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ :
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.

એક જોગમાયા:
કાલકન્દરાની હું તો કાળિકા રે લોલ;
જન્મમૃત્યુ નેણનાં મુજ હાસ:

સહુ જોગમાયાઓ:
બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ:
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ. ૨૨૦







લોકલોકની અમે વિધાત્રીઓ રે લોલ;
ઉદયઅસ્ત એ અમારા રાસઃ
બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલઃ
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.

એક જોગમાયાઃ
આનન્દચૌદશે હું અવતરી રે લોલ;
ઝીલું આનન્દના રસલ્હાવઃ

સહુ જોગમાયાઓઃ
બ્રહ્મનન્દિની ૨૩૦
આનન્દિની રે લોલઃ
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.

વિશ્વવિશ્વના વિહારે વિહરતી રે લોલ;
સૃજનપ્રલય ખેલિયે ધૂપછાંવ; બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલઃ
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ. ૨૩૬







વચ્ચે વચ્ચે કાલઘંટા વાગ્યે જતી:
જાણે યુગપલટાનો ડંકો બોલ્યો. ૨૩૮

આંખડલીમાં દેવદીવડા,
ભાલે ભમ્મર ઉપર દેવદીવડા, ૨૪૦
અલકલટોમાં મોતી શા દેવદીવડા:
અંગોઅંગે દેવદીવડિયાધારિણી,
પાંદડેપાંદડે અગ્નિજીવાળી વૃક્ષઘટા સમી,
જોગમાયાઓની ચોસઠ જોગવેલીઓ
બ્રહ્મકુંડને પગથિયે પાય માંડતી.
ગહનતાના પછેડા ઓઢેલા હતા,
ત્રિકાળનાં અંજન આંજેલાં હતાં,
વદનકાન્તિમાં આભની ભયંકરતા વિરાજતી.
વિશ્વભીષણતાની મૂર્તિઓ સમોવડી
મહામૃત્યુની અધિદેવીઓ આવતી હતી. ૨૫૦

'રાજન્! નિરખી લ્યો
જગતની આ સંસારદુર્ગાઓ.
વિશ્વનું ઘોર સત્ય કહું ?










સ્રષ્ટા સર્જન પૂર્વે સંહારને સરજે છે,
જન્મ પૂર્વે આયુષ્યની અવધો આંકે છે.
નિરખો કાળની આ ખડ્ગમૂર્તિઓને.'        ૨૫૬

'અઘોર છે એમનાં દર્શન:
જાણે વજ્રની વજ્રાંગનાઓ.
ધરણી ધ્રૂજે છે એમને પડછન્દે;
ચેતનને યે મૂર્છા ચ્હડે છે.'        ૨૬૦

શૃંગાળા ગિરિવરનાં શિખરો સમા
પાંચે યે પુરૂષપ્રવરો અડોલ હતા
ભવની એ ભયંકરતાની સન્મુખે.
ગમ્ય કે અગમ્ય ભયછાયાથી
નરવીર કમ્પતા નથી કદા.
પાતાળે જાણે મુખ ઉઘાડ્યાં:
મહીંથી જ્વાલાઓ ને તણખા ઉડતાં.
કાળની ભઠ્ઠીને કાંઠે
કુન્તીકુમારો જાણે બેઠા હતા.
એ કાળભઠ્ઠીની મહાઝાળમાં        ૨૭૦







કંઈ કંઈ સંસાર સરજાતા ને સંહારાતા.      ૨૭૧

'એ છે જોગમાયાઓનો પરિવાર.
ને ધર્મપુત્ર ! ધારો છો એવએવડાં
જગત્‌જાળનાં નથી એમનાં અંગો.
અડધી દેહ છે એમની અગ્નિઘડેલી,
ને બીજી અડધી છે જલબાંધેલી.
જગતની કાલિકાઓ એ છે,
જગતની અંબાઓ યે એ છે.
મૃત્યુકન્દરાની એ મહાદેવીઓ
ત્હમારે કાજે સંકેલશે      ૨૮૦
મૃત્યુલોકના અન્ધારપડદાઓને.'      ૨૮૧

ચોસઠ દિશાઓને અણિઅગ્રે
જોગમાયાઓ વેરાઈને વિરાજી:
જાણે દિશાદિશાની અધિષ્ઠાત્રીઓ.      ૨૮૪

'એમનાં ત્રિશૂળની ફણાફણાએ તો
લીલમલીલાં નાગનેત્રો ચમકે છે !'      ૨૮૬







'પૃથ્વીનાં એ પ્રારબ્ધ લખે છે આજ.
જૂવો, યુગપલટો ઉગે છે અત્યહારે,
દ્વાપર ઉતરી કલિ બેસે છે.
ને પુણ્યાળુ ! પૃથ્વીલોક એટલે જ  ૨૯૦
સૃજન સંહાર ને સૃજનલીલા;
તેજઅન્ધકારનાં ધૂપછાંવ.
સૃજનલીલાના જ ઉપાસકો
બ્રહ્માંડનગરીના નગરચોકના છે ખેવટિયા;
સંહારચિતાના જ ભસ્મધારીઓ
બ્રહ્માંડની સ્મશાનશય્યાના છે બાખીઓ.
રાજન્ ! જન્મ ને મૃત્યુ એટલે
બ્રહ્માંડદુર્ગના આવનજાવનના દરવાજા;
મંહી થઈને જનતા આવે ને જાય.'  ૨૯૯

પાણીના પાલવ સંકેલાયા.  ૩૦૦
જલલહરીઓ ડુંગરમાળ શી દેખાઈ;
વચ્ચે ખીણોના જગતચાસ ઝંખાયા.
અને અટવીઆચ્છાદી જગતખીણનાં
ઉંડાણમાંથી આભલાં ઉડતાં આવે,







એ જલખીણોમાંથી એવા પિતૃપ્રવર પ્રગટ્યા. ૩૦૫

જોગણીઓના ડંકા વાગતા જ હતા;
જાણે જગતને જગાડતા ને કહેતા
કે 'અવસરનો યોગ ઉગ્યો છે.' ૩૦૮

ભવાટવીને પાંદડે પાંદડે એમ
યુગપલટાના પડછાયા પથરાતા. ૩૧૦

હવેલીને ઝરુખે ઝરુખે મોરલા બેસે
એવા જગતઝરુખે ગોત્રપ્રમુખો વિરાજતા. ૩૧૨

બ્રહ્મબોલ સમા મુનિપુંગવ ઉચ્ચર્યા;
'અંજલિ ઉદકથી ભરો;
સૂર્યબિમ્બ સમા અનિમિષ નયણે
આ જલમણિઓમાં નિહાળી રહો,
આશાવન્તાંઓ ઇચ્છાદર્શન પામશે.' ૩૧૭

સંસારનો થાક ચહડેલા જેવા
વૃક્ષ સિંહ સમોવડા પાંડુકુમારો







બ્રહ્માવર્તના બ્રહ્મકુંડને આરે બેઠેલા હતા, 320
ગહનતાની ગુફામાં નિહાળતા હતા. 321

રત્નખાણુમાં જઇને જોયું છે ?
સન્ધ્યાવર્ણા વ્યોમચન્દરવે
નક્ષત્રમંડળનાં દેવઝુમ્મરોને તો
ઉતરતાં દીઠાં જ છે ને ?
જલભૂલભૂલામણીના કચ્છને કો કાંઠડે
અગ્નિજીવાળી વૃક્ષરાજી નિહાળી છે ને ?
ફૂલખરણીમાંથી ફૂલડાં ઝરે
કે ભંભોટિયામાંથી અગ્નિતણખા ઉડે ;
જલલહરોની ડાંખળીએ ડાંખળીએ 330
એવા જીવાત્માના સ્ફુલિંગો ઉડી રહ્યા.
મન્દાકિનીની સહસ્રસેર દેવમાલા વિખેરાય
ને દિશદિશમાં તારલિયાની વર્ષા વર્ષે,
આત્મતત્ત્વની વર્ષાનાં એવાં ફોરાં
અન્તરિક્ષ અજવાળતાં ઉછળતાં.
દેહદેશે આશ્ચર્યપુલક પલપલે છે
એમ વિશ્વપુલક પલપલી રહી,







ને જગત પાછળનાં જગત ઉઘડ્યાં.
સન્ધ્યાની સન્નિધિકાના મ્હેલ સમા
પિતૃલોકના દેવાશ્રમ દેખાયા. ૩૪૦
પ્રારબ્ધડાળેથી ફળ વીણતી,
આશાની પાંખે ઉડતી,
દેવયાન માર્ગે દૃષ્ટિકિરણો પાથરતી,
પુણ્યપાપનાં આભરણ ઓઢેલી,
ભરી ભરી વાદળી સમોવડ
ભરેલી પણ મેઘશામળી,
વિહંગરાજ સરિખડી ઉર્ધ્વદૃષ્ટ,
બ્રહ્મતીર્થના યાત્રીઓ સરીખડી
પિતૃલોકમાંની પિતૃજનતા
આયુષ્યપાળની પગથીઓ ચ્હડતી હતી. ૩૫૦
ચન્દ્રમાનાં કિરણમંડળ સમોવડી
પૃથ્વીલોકમાં તે ઉતરતી,
ને પરાવર્તન પામી પાછી ઉડતી.
અને અખંડ એક મન્ત્ર ઉચ્ચરતી કે
'દેહનાં આયુષ્યની અવધિ
એ આત્માનાં આયુષ્યની અવધિ નથી.' ૩૫૬







અનન્તને ઓળખાવતા મહામુનિ બોલ્યા :
'રાજન્ ! પૃથ્વી કંઈ બ્રહ્માંડછેડો છે ?' 358

વડલે બેઠી ચરકલડીઓ ઉડે,
એમ પાંચેય માનવવડલેથી 360
દષ્ટિની ચરકલડીઓ ઉડતી.
વડવાઈનાં ટેરવાંની રક્તિમા સમી
રૂપમણિઓની અંગુલીઓની રક્તિમા
અદ્‌ભુતના આશ્ચર્યનિર્દેશ નિર્દેશતી,
ને વદતી: 'નાથ ! આ અદ્‌ભુતના દેશ.'
તેજનીતરી તારલી દિશામંડળને નમે
એમ રાજદેવીઓ પિતૃપ્રવરોને પ્રણમી.
નકુલદેવે નમણો કીધી ;
સહદેવે પ્રજાપ્રજાઓનાં ભાગ્ય વાંચ્યાં ;
મધ્યાહ્નનો સૂર્ય ઝંખવાય તો નેત્ર ઝંખવાય 370
એવા પરાક્રમમૂર્તિ ભીમસેને
નેત્ર ઢાળી અંગ પ્રણમ્યાં ;
ગાંડીવધન્વાએ ધનુષ્ય ચરણમાં ધર્યું.
ધર્મનીષ્ઠ ધર્મરાજ ઉઠયા,







પૂજ્યને પૂજાપો સમર્પે એમ
આઠે અંગે પ્રણિપત કીધી, ને ઉચ્ચર્યા ;
' ક્ષમા દ્યો, અમારા અઘોર કર્મની ક્ષમા ;
કુરુક્ષેત્રના સંહારની અમને ક્ષમા બક્ષો.
એ હતો સંસ્કૃતિનો મહાસંહાર.' 379

મહામુનિએ બાલક શા પંપાળ્યા, 380
તીર્થજલનો અભિષેક કીધો, ને કહ્યું,
' ક્ષત્રિયકુલના વીરવંશજને
ન હોય ધર્મયુદ્ધનું ક્ષમાયાચન.
મહાનુભાવ ભરતવંશ તો છે
પૃથ્વીનું પરાક્રમતીર્થ.
આશ્રમધર્મ વિરુદ્ધ ઉચ્ચરો છો.
મહાભાગ ધર્મદેવ !
ધર્મ જ ધારી રહ્યો છે ધરણીને.' 388

કાળનો ડંકો વાગતો હતો ;
પિતૃલોકની પડછાયાનગરીને 390
પાંડુપુત્રો પૂજ્યતાનાં ચક્ષુએ નિરખતા. 391







એવે એક ગગનફાટકો ગડગડયો ;
જાણે વિધાતાનાં દુંદુભિ ગગડયાં ;
જાણે કાળનાં મહાપૂર અથડાયાં.
કુરુક્ષેત્રની ત્રિકાળઘોર મંડાણુતિથિએ
સેનાના મેઘ મહામેઘ શું પછડાયા
ત્ય્હારે ગાજ્યો'તો એવો મહાધ્વનિ,
આભવિદારતો એવો તુમુલ શબ્દ થયો.
દિશાઓમાં ઉભરાતો એનો પડઘો પડયો,
ને બ્રહ્મકુંડનાં પાતાળ ફાટયાં. ૪૦૦
વનરાજીની પાછળ ગિરિશૃંગો દેખાય,
મેઘમાળાની પાછળ આભ કાંગરા ઝંખાય,
આયુષ્યની પાછળ મૃત્યુનાં કરવત નિરખાય,
એવી કો ગેબની કરવતકાંગરી,
વિધાતાના ત્રિશૂળમંડળ સરિખડી,
બ્રહ્મકુંડના જલઉછંગેથી ઉછળતી આવી.
પ્રાગટયની પહેલી પળે ભાસ્યું કે
પૃથ્વીપુષ્પને જાણે પાંખડીઓ પ્રગટી.
પછી જાણે જલક્યારીમાં ખડ્ગ ઉગ્યાં.







પછી જાણે સાગરના જલકોટ મંડાયા. ૪૨૦
પછી જાણે તાડવનનાં ધૂનન ધૂણ્યાં.
અને પછી–પછીની યે પછી, ને પછી
ઇન્દ્રની બાણફણાઓના વજ્રકાંગરા
સન્મુખ અન્તરિક્ષપાટે મંડાયા.
યજ્ઞકુંડ જ્વાલામંડળ ઉછાળે એમ
અગ્નિચક્રના જ્વાલાઉછાળતા અર્ધવર્તુલે
મહદવકાશને ભરી દીધું.
દિગ્પાળોની દન્તુડીઓ સમી,
મહાકાળની જીહ્વાઓ સરિખડી,
એ ગેબચક્રની વજ્રદન્તુડીઓ ૪૨૦
અન્તરિક્ષમાં આંકડા આલેખતી ઉભી.
એને દાંતે દાંતે લખ્યું હતું
'છે' ને 'નથી' ને 'છે.'
જગત ભરતું, અન્તરિક્ષ ભરતું,
મહાયજ્ઞના હોમધુમ્ર સરિખડું,
આભમાં કાંગરી કોરતું કાળચક્ર ઘૂમતું. ૪૨૬

'ધર્મદેવ! આ મહાસુદર્શન.







કુરુક્ષેત્રના કરપીણ સંહાર
પ્રાણને વિષાદવિષ પાય છે,
નિરખો આ બ્રહ્માંડોનાં સૃજન ને સંહાર. ૪૩૦
પરમાણુ પાંગરી પત્થર થાય છે,
પત્થરમાંથી પર્વત પ્રગટે છે,
પર્વત પ્રફુલ્લી લોકલોક સરજાય છે,
દુનિયાંઓ દળાઇ દળાઇ
પાછાં પરમાણું ઢોળાય છે:
એ સૃજનસંહારનો મહાચક્રાવો.
જન્મમૃત્યુ એટલે જીવનલીલા.
દિશાચક્રાવે ઘૂમતું વિરાટચક્ર કહે છે
'રાજન્! જન્મમૃત્યુથી પર જો,
ત્ય્હાં છે પરમાનન્દના દેશ.' ૪૪૦

ડંકા વગાડી જોગમાયાઓએ
વિરાટચક્રની આરતી ઉતારી:
જાણે તારિકામંડળે ગગનમંડળને સત્કાર્યું.
વિશ્વનો ઘુમ્મટ ગાજી ઉઠયો.







કિરણસ્ફુરતો સૂર્યરાજ ચક્રાવે ચ્હડે,
મહેન્દ્રનું દેવધનુષ્ય દિશાઓને વીંઝે,
એમ એ મહિમાડોલન્તું મહાસુદર્શન
બ્રહ્માંડચક્રાવે ચ્હડ્યું.
વ્યોમપગથારમાં ચીલા પાડતી,
સ્થૂલસૂક્ષ્મમાં ગેબપન્થ કોરતી, 450
કાલઆવકાશને હૈયે પગલીઓ માંડતી,
વિધાત્રીની લેખિના સરિખડી
એની વજ્રદન્તાળી દન્તુમાલા
જગત્મન્ત્રો આલેખતી ઘૂમી રહી.
મણકો મણકો ઉછાળતી
બ્રહ્માંડનાથની અક્ષમાલા સરિખડી
મહાસુદર્શનની વજ્રદન્તુડીઓ
વિશ્વઘૂમણે ચ્હડી.
કુરુક્ષેત્ર ખેલતાં વીરનાં હૈયાં ખળભળે,
ભરતીઓટવેળા મહાસાગર ખળભળે, 460
પ્રલયવેળા લોકલોક ભળભળે,
એમ બ્રહ્માંડ ખળભળવા લાગ્યું. 462







પર્વત શા પાંડુપુત્રો અડોલ હતા.
પણ સૂર્યોદયે શિખરો અંજાય
એમ આંખડીઓ અદ્‌ભૂતતાથી અંજાઈ.
પાંડવઅંગનાઓ વીરાંગનાઓ હતી,
કુરુક્ષેત્રના મહાસંગ્રામ રસદષ્ટે પીધા હતા,
પુત્રોને, પિતાઓને, બન્ધુઓને, ભાંડુઓને
હૈયાડાળેથી વીણી વીણીને
અઘોર રણયજ્ઞમાં હવિ શા હોમ્યા હતા: ૪૭૦
એ પાંડવ વીરાંગનાઓ યે ક્ષણેક
મહાસુદર્શનના ભીષણ દર્શને
પુષ્પની પાંખડીઓ શી ધ્રૂજી ગઈ;
ને વડલાને વડવાઇઓ વીંટી વળે
એમ નિજ નાથને વીંટળાઇ વળી.
પદ્મિનીપાન પદ્મને હૈયે ચાંપે
એમ ઉત્તરાએ બાલ પરીક્ષિતને
હૈયાની પાંખડીઓની હુંફમાં લીધો.
થડ ફરતા ઘટાઘેર ઘેરાય
એવા એ માનવવડલાઓ ૪૮૦







સૌન્દર્યઘટાથી શોભી રહ્યા.
એક્કેયની વીરત્વઘેરી મુખમુદ્રામાં
ક્ષણ પછી ભય ન્હોતો, ગ્લાનિ ન્હોતી.
અદ્ભુત દીઠે થતાં આશ્ચર્ય,
ગહન જોયે થતી ચકિતતા,
અણુસાંભળ્યું ને અણુકલ્પ્યું નિરખ્યે
થતું વાણીપરનું મૌન:
એ એમની આંખડલીમાં રમતાં. ૪૮૮

'કુરુક્ષેત્ર પાછાં સજીવન થયાં.
નાથ ! ગહનતાનો આ મહિમાલોક, ૪૯૦
ભરતકુલના આ પિતૃપ્રવરો:'
ઉત્સવકંઠે ઉત્સાહમૂર્તિઓ ઉચ્ચરી. ૪૯૨

નરનો અવતાર, નૃલોકનો નરમણિ,
ગાંડીવધન્વા ગાંડીવટંકારે ઉચ્ચર્યો:
' કાળ, કાળ. સર્વપરિપાકક મહાકાળ ' ૪૯૫

વિરાટસુદર્શનની વજ્રદન્તુડીઓ,







વિધાત્રીની ત્રિશૂળફણાઓ સમોવડી,
દિશાઓને ડંખતી, ડોલાવતી, મ્હોરાવતી.
દન્તુડીએ દન્તુડીએ લોકલોક છેદાતા
ને નવસૃજન સરજાતાં. ૫૦૦

ગેબનો મન્ત્રોચ્ચાર કરતા હોય
એવા મહામુનિ ઉચ્ચર્યા:
'કાળગંગા સરિખડું' કુરુક્ષેત્ર
તરી ઉતરનારને ભય શા ?
ભરતકૂલવધુઓ ભયને ઓળખતી નથી.
અસીધારાવ્રત એમનાં જીવનવ્રત છે.
સદાશિવનાં કોદંડથી ખેલવાં
એ તો સીતાપુત્રીઓનો છે આનન્દખેલ.
આયુષ્યની ખીણુની પાળે પાળે સંચરવા,
એ તો જાણે સહિયરોનાં ૫૧૦
નિત્યનાં જલબેડલાં ભરવાં જવાં.
મહાકાળના વંટોળ વાય,
પાંદડાં જેવા પામરો ફરફરે,
એ મૃત્યુની કેડીઓ







વીરાંગનાઓની છે પગદંડીઓ.
આ તો છે અદ્‌ભુતના અનુકમ્પ,
આ તો છે ગહનતાનાં આશ્ચર્યડોલન.
દુઃખદીપન્તી દ્રૌપદી! સાગરમણિ શી સુભદ્રા!
વિરાટકણી સરિખડી કુલમાતા ઉત્તરા!
ભરતગોત્રની માતાઓ! ૫૨૦
ત્હમારાં કાળજાં છે કાળનાં ઘડેલાં.
ગેબની ગહનતાની યે પાર સંચરો;
ને પછી નિરખો આ વિરાટસુદર્શનને,
દિશાવિસ્તરતા બ્રહ્માંડભરમાં
ને બ્રહ્માંડપર ઘૂમટીઓ ઘૂમતું.' ૫૨૫

'વન્દન હો એ વિરાટચક્રનેઃ'
પાંડવપરિવાર ભર્યે સ્વરે ઉચ્ચર્યો. ૫૨૭

મુનિવર ક્ષણેક થંભી ગયાઃ
જગત્‌યાત્રાને જાણે વિસામે બેઠા.
પોતાને પોતે પળેક ન્હાનકડા ભાસ્યા, ૫૩૦
પાંડવપરિવારે પળેક પામર લાગ્યો.







દષ્ટિમાં દેવના ડુંગર ડોલતા.
વિરાટસુદર્શનની દન્તુડીએ દન્તુડીએ
પરાક્રમજ્યોત પ્રગટતી હતી,
પિતૃમહિમા મ્હોરતો હતો.
હોમની પૂર્ણાહુતીને કાજે ઋત્વિજ ઉઠે
એમ પછી મુનિપુંગવ ઉઠયા,
ઘટાઘેરવન્તા વૃક્ષરાજ સમોવડા
હસ્તશાખાઓ વિસ્તારી વીંઝતા ઉચ્ચર્યાઃ    ૫૩૯

'પૃથ્વીનાં પ્રારબ્ધીઓ !    ૫૪૦
આ ભયમૂર્તિ કાળચક્ર નથી,
આ તો આનન્દમૂર્તિ કલ્યાણચક્ર છે.
વિલોકો એ વજ્રદન્તુડીઓના અણીઅગ્ર:
એની નખરેખાઓમાં છે બ્રહ્મઅંગુલીઓ.
નિહાળો એનું સાગરવિશાળું નાભીચક્રઃ
એમાં છે પરબ્રહ્મનું હૃદયમંડળ.
પારખો એનો અવકાશઉપરવટિયો પરીઘઃ
એમાં છે પરમાત્મનની ભર્ગજ્વાલા.







એના સંહારમાં છે સૃજનના ફૂણગા.
ભરતકુલના હિતસ્વી, જગત્જનતાના જગત્ગુરુ, ૫૫૦
વિશ્વના પુણ્યવંશના–પાપવંશના કલ્યાણક,
પ્રેમની પૂર્ણિમાના પૂર્ણેન્દુ,
આનન્દજ્યોત બ્રહ્માંડભાસ્કર,
જૂવો, શ્રી કૃષ્ણચન્દ્ર બિરાજે છે
એ વિરાટસુદર્શનને સિંહાસને.
સુદર્શનલીલા તો સુદર્શનધારીની છે.' ૫૫૬

સકલ પાંડુપરિવાર ઉઠયો,
ને નમતીલળતી વૃક્ષરાજી શો નમ્યો.
પુષ્પ શાં અંગો ચરણમાં ઢાળ્યાં,
પરિમળ શાં આત્મન્ અભિષેકમાં ઢોળ્યા. ૫૬૦
વિરાટસુદર્શનનું નાભીચક્ર ત્ય્હારે
કૃષ્ણચન્દ્રના હૃદયમંડલ શું દર્શાયું,
વિરાટસુદર્શનની વજ્રદન્તુડીઓ ત્ય્હારે
બ્રહ્મઅંગુલીઓ સરિખડી નિરખાઇ.
અને દાંતે દાંતે મન્ત્ર માંડેલો દીઠો
' વિશ્વકલ્યાણ. ' ૫૬૬







વિરાટસુદર્શન વિરાટકમલ શું ભાસ્યું;
ને એની પાંખડીએ પાંખડીએ
પાંડુપુત્રોએ પિતૃપ્રવરોને પ્રતિષ્ઠિત પેખ્યા.
એમની આંખોમાંથી આશીર્વાદ વર્ષતા. ૫૭૦

આદ્ય-આદ્યેથી કાલઘંટા વાગી;
જગતની જોગમાયાઓ ગરબે ઘૂમતી'તી. ૫૭૨

ભગ્યભાગ્ય અમે બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ:
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ. ૫૭૫

મહાકાળના ડંકા વગાડતી,
સૃજનપ્રલયનાં ગીત ગાતી ગાતી
અદૃશ્યમાંથી જોગમાયાઓ ઉતરી,
ને બ્રહ્માંડસુદર્શનની દન્તુડીએ દન્તુડીએ
અક્કેકી આરૂઢી બેઠી. ૫૮૦
મહાચક્ર તો ચૌદે લોકને ચક્રાવે ઘૂમતું.
એમનાં અખેપાત્ર શાં ખપ્પર







વિધાત્રીની કંકાવટીઓ થયાં,
એમનાં ત્રિશૂળના ભાલાઓ
વિધાત્રીની ભાગ્યલેખિનીઓ બન્યા.
અમંગલ સહુ મંગળ સ્વરૂપ થયું.
મહામૃત્યુના સંહારક્ષેત્રો યે
પુનર્જન્મની ક્યારીઓ રૂપ ઝંખાયા.
પાછળ કુરુક્ષેત્ર સજીવન થઇ ઉઠયું.
અઢાર ક્ષોણીના પ્રચંડ પડછાયા — ૫૯૦
ઘડીક ત્યહાં ઘૂમી રહ્યા. — ૫૯૧

વીજભરી વાદળી શી
ભરતકુલમાતા ઉત્તરા ઉઠી.
સિંહણને પડખે સિંહબાલ સરિખડો
બાલકુમાર પરીક્ષિત હતો.
ચન્દન-અક્ષત-પુષ્પે પિતૃપ્રવરોને
પૂજી, વન્દી, પ્રણમીને
કુલમાતા શી ઉચ્ચરીઃ — ૫૯૮

'પૂજ્યને પૂજું છું,







વન્દનીયને વન્દું છું, પિતૃપ્રવરો ! ૬૦૦
આંગણે આવ્યા છો
તો આશીર્વાદ આપતા જાવ.
મહામૃગયામાં સિંહોનાં વન વેડાય
એમ કુરુક્ષેત્રમાં કેસરીનાં વન વેડાયાં.
પાછળ એક જ સિંહબાલ રહે,
પાંડુનો કહો કે કુરુનો કહો,
એવો એક જ આ ભરતકુમાર.
મહાધન્વાઓને પૃથ્વી અળખામણી લાગી
તે જઈને સ્વર્ગને સોહામણું કીધાં.
એકાકી નિરાધાર વણુપડખિયો, ૬૧૦
મહાવન ઉખડી પડયે છોડ શો,
આ બાલકુમારને પાછળ મૂકયો.
વન સિંહબાલનાં છે, જગત વીરબાલનાં છે.
અઢાર ક્ષોણી કુરુક્ષેત્રનો આ વારસ ;
ભારતવર્ષ એનો ગોત્રવારસો.
પધાર્યા છો તો પાવન કરો એને,
આવ્યા છો તો આશીર્વાદ દ્યો એને







કે 'ભરતગોત્રની અમરવેલ અવિનાશી હો!' ૬૧૮

જોગમાયાઓ ગાતી હતી.
કાળનો ડંકો વગાડતી જતી. ૬૨૦

સૃજનપ્રલય ખેલિયે ધૂપછાંવ:
બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ:
હરિની રમણાએ અમે નિસર્યાં રે લોલ. ૬૨૪

પુણ્યમૂર્તિ કુલપુરોહિત ઉચ્ચર્યા:
'પૃથ્વીકુલનાં પ્રારબ્ધીઓ!
દેવભાષામાં તેજઅક્ષરે આલેખેલો,
બ્રહ્મલખ્યા બ્રહ્માક્ષર હોય એવો,
વાંચ્યો આ પિતૃલોકનો સન્દેશમન્ત્ર?
'ભરતગોત્રને ભવ્યતામાં ઉછેરજો. ૬૩૦
કાળને યે અન્ત આવશે:
ભરતગોત્ર અનન્ત ને અવિનાશી છે.' ૬૩૨

'મહાનુભાવ તપોધન!







એ મહાસૂત્રનો ભાષ્યવિસ્તાર ભાખશો ?'
ગાંડીવધન્વાએ પ્રણમીને પ્રશ્ન પૂછયો. ૬૩૫

'વીરત્વકિરીટી પુણ્યાત્મન્! સાંભળિયે.
ભવ્યતા જ મહાપ્રજાઓનાં ભાગ્ય ઘડે છે.
ભીષ્મ પિતામહ આશીર્વાદ વદ્યા કે
અગ્નિના તણખા શો આ બાલકુમાર
આત્માનો અમર અંકુર છે ભરતગોત્રનો. ૬૪૦
સાગર સિંહ કે પર્વતશૃંગની
પડોશમાં જ નરવીરોને ઉછેરજો.
પરાક્રમનાં ધાવણ પરાક્રમ પ્રગટાવશે.
મહાપુરુષના સંગાથ સધાવજો;
મહાપુરુષો સંસારના સંજીવનમણિ છે.
મહીતલ મહિમાસૂનાં હોય તો
સૂર્યચન્દ્રના અદ્‌ભુત ચમત્કાર
સર્વસુલભ છે, નિત્યપ્રાપ્ય છે.
સર્વાશ્ચર્યદેશ મહાવ્યોમની ભવ્યતા
કુલકુલને આશ્રમે આશ્રમે છાયા છાય છે. ૬૫૦
દેવ ! પિતૃદર્શનમાં પુણ્ય ને પ્રેરણા છે.







ત્રિકાળની ભવ્યતા તે જગતૂઈતિહાસ.
ભૂતકાળના પિતૃપડછાયાઓને છાંયડે
ભવિષ્યના ગાંડીવધન્વાઓ જન્મશે.
અવકાશને અમ્મર પાટે
કાળની પડેલી પગલીઓ એ ઈતિહાસ.
આજનાં મૂળ ગઇ કાલમાં છે;
સ્વપ્નસૃષ્ટિ શી આજની કવિતા
આવતી કાલનાં એ સંસારજીવન.
પ્રજાજનને પર્વત જેવા ઘડજો. ૧૧૦
ભવ્યતાનાં ધાવણ ધવરાવી ધવરાવીને
મહીતલની મહાપ્રજાને સરજજો.
અદ્ભુત છે, જગન્મોહિની છે
ભરતગોત્રના ભાગ્યની ભવ્યતા.
ભરતગોત્રથી મનુવંશ મહિમાવન્તો છે. ૧૧૫
પરાક્રમમૂર્તિ પાંડુકુમારોની
દષ્ટિમાં દિશાઓ સમાઇ ગઇ.
ભાવીની કંઈ કંઈ સ્વપ્નસૃષ્ટિઓ
ભરતસન્તાનોની આંખડીઓમાં







તરવરતી ઉગી. ૧૭૦

'પુરુષજાતિના વીરપ્રવરો!
યુગના યુગ ત્હમને સંભારશે,
માનવજાત ત્હમારાં મહાભારત ગાશે.
જૂવો; મૃત્યુ એટલે જન્માન્તરની વિરાટવાર્તા.
કાલગુફા એટલે ગહનતાની મહાકન્દરા.
ભૂતકાળ એટલે ભૂતાવળલોક,
શ્રાદ્ધ એટલે સ્મરણસંહિતા,
ને પિત્રુલોક એટલે ઇતિહાસમહિમા.
પૃથ્વીનાં પુણ્યવન્તાંઓ!
આવડે એમને તો ૧૮૦
પ્રારબ્ધ માત્ર છે પુણ્યપુંજ,
જીવન માત્ર છે આનન્દલીલા;
અનુભવ માત્ર છે રસપાન.
જગત એટલે ચેતનના ફૂવારા.
પિત્રુલોકનાં દર્શને પાવન થયાં.
જૂવો આ છેલ્લુંવેલ્લું જોણું:
જે જોયા પછી જન્માન્તરોમાં યે










જોવાની વાસના નહિ રહે.'　　　　６૮૮

　　હિશાદેવ મહાસત્યોને ઠાલવતા હોય
એવા મહામુનિ બોલતા હતા:　　　　૬૯૦
જાણે કાળના કાળવૃદ્ધ પ્રતિનિધિ.
પાંડુસન્તાનોનાં નયનપોયણાં પ્રફુલ્લ્યાં,
મંહી દિશાઓ જાણે સંકેલાઇ ગઈ.
ગહનતાને કાંઠડે ગેબના આભમાં
સુધાકર એક સુધાછોળ ઉછાળતો,
વિશ્વમાત્ર એમા ઝીલતું.
બ્રહ્માંડભરમાં અમૃતની વર્ષા વર્ષતી.　　　　૬૯૭

　　'પૃથ્વીમૂર્તિ પૃથાના પુત્રો!
ચૈતન્યના પૂર્ણચન્દ્ર, અમૃતના વર્ષણહાર
નિરખો બ્રહ્માંડના આ બ્રહ્માંડનાથ.　　　　૭૦૦
એ જ છે દર્શન માત્રના સારસર્વસ્વ,
એ જ છે વિશ્વઆંખડલીનું અજવાળું.'　　　　૭૦૨

　　પૃથ્વીકુલમાં પ્હાડ સરિખડા







પાંચે યે રાજયોગીન્દ્રો ઉઠયા,
ને પૃથ્વીના પુણ્યદંડ સરિખડા
વિશ્વજયોતિના ચરણારવિન્દમાં ઢળ્યા.
એમ માનવવંશના મહાવડલા
પરમાત્મનને પાયે પડયાઃ
જાણે સાગરમાં સરિતબ્હેણુ સમાયાં. ૭૦૯

કિરણોમાં દૃષ્ટિકિરણ પરોવી ૭૧૦
સૂર્યદેવને નિરખ્યા છે કદી ?
અન્તરિક્ષ ત્ય્હારે અજવાળાંની ઝડી ભાસે.
મહાસાગરની મધ્યે ઉભી
જલનાં ઝૂલતાં મહાવન નિરખ્યાં છે કદી ?
બ્રહ્માંડ એટલે જ ત્ય્હારે નિરખાય
આભ ને આશનો પડછાયો—જલ.
પૂર્ણિમાનું સરોવર ભરીને
ચન્દ્રદેવ છલકાય એમ
બ્રહ્માંડછલકાતા પરબ્રહ્મ વિરાજતા.
દેહનાં અંગો સમોવડી, ૭૨૦
આત્માના શરીર સરિખડી,







ગિરિરાજને વનરાજી જેવી,
પ્રકૃતિ એમને પલ્લવે પલ્લવે પ્રફુલ્લતી.
દેહને વસ્ત્રાલંકારના આભરણ આવરે,
જીવાત્માને પ્રારબ્ધનાં પડ વ્હડે,
એમ બ્રહ્મને બ્રહ્મપ્રકૃતિ આવરતી.
સૂર્યબિમ્બમાં સૂર્યભર્ગ ભભૂકે છે,
ચન્દ્રકલાને ચન્દનીની વેલ વ્હડેલી છે,
બ્રહ્મને એવી બ્રહ્મપ્રકૃતિ વળગેલી હતી.
આકાશનાં ઉદ્યાન સમેટાઇ  ૭૩૦
સૂર્યો ને મહાસૂર્યોનો પુંજ પ્રગટે
ત્હો યે ન થાય એ જ્યોતિર્પુંજની તોલે.
કોટી તરંગે તરવરતો સાગર
તરંગાવલી શું ખેલે–રમે,
એવું સૃષ્ટા સૃષ્ટિ શું ખેલતા–રમતા.
બ્રહ્માંડ ભરી ઉછળતી હતી એ બ્રહ્મલીલા.  ૭૩૬

'પૃથ્વીપરાક્રમવન્તા માનવમેઘ !
નિરખો પરબ્રહ્મની આ આનન્દલીલા,
સૃષ્ટા ને સર્જનની આ રસરમણા.







નિત્ય અખંડ અનસ્ત અવિકારી ૭૪૦
અનેક વર્ણોમાં એ આનન્દવર્ણી.
શ્રુતિ ભગવતી ભાખે છે એને
**रसो वै सः** ની દેવવાણીએ.
આનન્દો, આનન્દો, ધર્મરાય !
ત્હમે તો ધર્મ જ આચર્યો છે સદા.
પાંડુપુત્રોની આયુષ્યલીલા એટલે
અવનીનું અદ્દભુતજ્યોત અજવાળિયું.' ૭૪૭

સરતા મેઘાડંબર શી
ધર્મરાયની વિષાદવાદળી સરી ગઈ;
આનન્દઓવારે જઈ કુન્તીકુમારો ઉભા. ૭૫૦
બ્રહ્મદર્શને બ્રહ્માનન્દ પ્રગટ્યો.
અન્તરમાં અજવાળાં ઉગ્યાં,
જગતનાં અન્ધારાં ઉતર્યાં.
મહાત્મન્ કો આશીર્વાદ ઉચ્ચરતા હોય,
ભવિષ્યવેત્તા કો ભાગ્ય વાંચતા હોય,
એવી કાળગંભીર વાણે
હસ્તિનાપુરના ધર્મમુગટધારી બોલ્યા: ૭૫૭







'જ્યહાં બ્રહ્મર્ષિની બ્રહ્મદૃષ્ટિ છે,
જ્યહાં પુરુષાતનના પરાક્રમ છે,
ત્ય્હાં અખંડઅ્હોરન્તી આનન્દલક્ષ્મી છે. ૭૬૦
કૃષ્ણચન્દ્રે કુરુક્ષેત્ર જીતાડયું;
મહાત્મન્! આપે જીવનને જીતાડયાં.
જાણે બ્રહ્માંડ જીતી બ્રહ્મસિંહાસને બેઠા.' ૭૬૩

પુણ્યપરાક્રમી જીવનવિજયી
કુન્તીકુમારોને રોમરોમે,
ભાથામાંથી શરમંડળ પ્રગટે એમ,
આનન્દનાં કિરણમંડળ પ્રગટ્યાં:
પર્વતરાજને પુલકાવલી શી વૃક્ષરાજી ડોલે
એમ અંગે આનન્દરાજી ડોલી રહી.
નયને ભાવીનાં અંજન અંજાયાં. ૭૭૦
ત્રિલોકને હિન્ડોલે ડોલતી દૃષ્ટિ
પ્રારબ્ધના મેઘ જેવી ગોરંભી રહી:
દેવસૃષ્ટિના સ્વપ્નતરંગો સમાં
મંહી કંઇ કંઇ ઇન્દ્રધનુષ્ય મંડાયાં.
ઘડીયેક એમ વીતી ગઇ.







પછી, નાટક સંકેલી નટવર પધારે એમ,
મેઘ વિદારી સૂર્ય પ્રગટે તેમ,
ભરતકુલના પરમ હિતસ્વી,
સૃજનસમસ્તના પરમ કલ્યાણક,
આનન્દાવતાર કૃષ્ણચન્દ્રનાં ૭૮૦
એ જ્યોતિર્મંડલે દર્શન થયાં:
જાણે દેવસિંહાસને વિરાજેલા દેવાધિદેવ.
અને પછી તો લાગ્યું કે જાણે
એક ભાગ્યે કિરીટ થઇને બેઠો,
બીજો બાહુએ પુરુષોતન થઇને વિરાજ્યો,
ત્રીજો દિગ્કાળદષ્ટા ચક્ષુનો તારો થઈ શોભ્યો,
ચોથો એ વિશ્વાનન્દ મૂર્તિનો
વરણાગિયો આનન્દવર્ણ બની રહ્યો.
મહામુનિને ધર્મરાય ભાસ્યા જાણે
કૃષ્ણદેવની વિશ્વકલ્યાણક ધર્મબુદ્ધિ. ૭૯૦
દેહની પાંચ ઇન્દ્રિયો સમોવડા
પાંચે ય પાંડુપુત્રોને વ્યાસનારાયણે
પરબ્રહ્મની પંચેન્દ્રિયો સમા નિહાળ્યા.







આત્માઓ પરમાત્મામાં ઢળવાય
એમ અગ્નિઓ વિશ્વઅગ્નિમાં જઇ ખૂઝાયા.
બ્રહ્મદેહે ભારતપ્રવરોનાં બ્રહ્મસ્થાન નિહાળી
મહાત્મન્ એ મુનિપુંગવના
અંગઅંગમાંથી આનન્દના ઓઘ ઉછળ્યા,
ને દુંદુભિનાદે બ્રહ્મધ્વનિ ગાજી ઉઠયો;
'જય બ્રહ્માનન્દ !' 'જય બ્રહ્માનન્દ !' ૮૦૦

જગતને જગાડતી
જોગમાયાઓની કારમી કાલઘંટા
બ્રહ્માંડચક્રની દન્તુડીએ દન્તુડીએથી
અખંડ વાગતી હતી,
હરિનાં લીલાગીત ગુંજારતી હતી,
જાણે : ત્રિકાળનો ડંકો વાગ્યો.

બ્રહ્મનન્દિની
આનન્દિની રે લોલ:
હરિની રમણાએ અમે નીસર્યા રે લોલ ૮૦૯

કાળચક્રની ઘટમાળ સમોવડું, ૮૧૦







સદાશીવની રૂંઢમાળ સરિખડું,
મહાસૂર્ય ફરતી સૂર્યમાળા સમું,
ઠલવાતા ને ભરાતા લોકચક્ર જેવું,
કલ્યાણમૂર્તિના કલ્યાણજ્યોત મુખમંડળ શું,
કાળ ને અવકાશના આભ ખેડતું,
બ્રહ્માંડભાલે ભાગ્યના આંકડા પાડતું,
પરબ્રહ્મનું વિરાટસુદર્શન
બ્રહ્માંડચક્રાવે ચ્હડેલું હતું.
મંહી કંઇ કંઇ મહાસૃષ્ટિઓ
સંહારાતી ને સરજાતી. ૮૨૦
મહાપ્રલયનાં ભરતીઓટ થતા.
યુગના યુગ ઉગતા ને આથમતા,
ને એમ યુગપલટાના ધૂપછાંવ પલટાતા.
જગતની જોગમાયાઓ
મૃત્યુનાં એમાં ઓરણાં ઓરતી.
એ કાળચક્કીમાં મૃત્યુનાં યે મૃત્યુ થતાં
એ બ્રહ્માંડચક્રનો એક જ ઘોર હતો,

આનન્દ. ૮૨૮







અનન્તને આરે બેસી
ઈતિહાસ ને કાળનાં મહાકાવ્ય ૮૩૦

પરબ્રહ્મ એમ રચતા હતા;
મનુવંશની કૌતુકઆંખડલી
એ આશ્ચર્યો નિહાળતી ને આનન્દતી. ૮૩૩

મહિમામ્હોર્યા મનુવંશના
મહાભાગ સપૂત !
પ્રારબ્ધના પરમ પાઠ
એટલે જ આયુષ્યની આનન્દલીલા. ૮૩૭

લોકલોકના દડા ઉછાળતું,
આનન્દનો ઘોર ઘોરવતું,
પરબ્રહ્મના પરિમલ પ્રસારતું, ૮૪૦

અનન્ત ઘૂમડીએ ઘૂમતું'તું એવું
સૃજનસંહારનું મહાસુદર્શન. ૮૪૨




